ભટ્ટ કૃત પુસ્તક ૨૨ મું. સાતમી આવૃત્તિ.

# સાવિત્રી ચરિત્ર.

લેખક તથા પ્રકાશક.
મહાશંકર વિ. લલ્લુભાઈ ભટ્ટ.
ઉર્ફે
મહેશ્વર શર્મ્મા.

આ પુસ્તક વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં નં. ૬૨૫ થી શાળાઓમાં ઈનામમાં આપવા માટે મંજુર થયેલું છે.

ॐ तत्सत्.

શ્રી.

# સાવિત્રી ચરિત્ર.


લેખક તથા પ્રકાશક.

મહાશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ.

ઉર્ફે ( મહેશ્વર શર્મ્મા. )

સોખડા—વડોદરા.



સાતમી આવૃત્તિ.)      ( ૨૦૦૦ પ્રત. )





સંવત ૧૯૬૫.      ઇ. સ. ૧૯૦૯.

અમદાવાદ—" ડાયમંડ જ્યુબિલી " પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

કિમ્મત બે આના.

# સાતમી આવૃત્તિની પ્રસ્તાવના.



બાળકોને નીતિનો બોધ મળે એવાં નાનાં નાનાં પુસ્તકો લખી પ્રકટ કરવાની મને મારા એક બે વડોદરા રાજ્યના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મિત્રોએ કરેલી ભલામણ પ્રમાણે લખવા માંડેલી નાનાં નીતિમય પુસ્તકોની સિરિઝ પૈકીનું જ આ સાવિત્રી ચરિત્ર પુસ્તક પણ છે. તેની પહેલી આવૃત્તિ ઇ. સ. ૧૯૦૪ ના જુન માસમાં પ્રકટ કરવામાં આવી હતી તે પછી પાછલા વર્ષમાં તેની બીજી છ આવૃત્તિઓ પ્રકટ થઇ ચૂકી છે. આ તેની સાતમી આવૃત્તિ પ્રકટ થાય છે તેથી આ પુસ્તક બહોળો ફેલાવો પામવા ભાગ્યશાળી નિવડ્યું છે એ સહજ સમજાય તેમ છે. નીતિનાં પુસ્તકો બાળકોના હાથમાં તેમનાં વડીલો મૂકવાની ખંત રાખે એ પ્રશંસાપાત્ર અને લાભદાતા જ છે.

વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતાએ આ પુસ્તકને શાળાઓમાં આપવા માટે મંજુર કર્યું છે તેથી એ ખાતાનો હું ઉપકાર માનું છું; વળી અન્ય સદ્‌ગૃહસ્થો પણ ખાનગી ઇનામોમાં તથા નવરાત્રિના ગરબાની લહાણીમાં આ પુસ્તકનો ઉપયોગ કરતા હોવાથી તેવા સદગૃહસ્થોનો પણ હું આ સ્થળે ઉપકાર માનું છું. વડોદરા. તા. ૨૫ મી સપ્ટેમ્બર સન ૧૯૦૫.

મહાશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ ઉર્ફે ( મહેશ્વર શર્મા. )



ॐ सत्तत्.

# पुष्पांजलि.

## અખંડ સૌભાગ્યવંતાં સ્વર્ગવાસી માતુશ્રી ઉજમમા !

**પરમ પૂજનિય માતાજી !**

ગરીબાવસ્થામાં રહી અથાગ શ્રમ વેઠી જેનાપર ભવિષ્યની મહાન્ મહાન આશાઓ બાંધી પૂર્ણ વાત્સલ્ય પ્રેમથી સાંસારિક અનેક સંકટોને વીસરી જઈ જેને ઉછેરી તેં ચાર વર્ષનો કર્યો પછી ત્હારો અમર આત્મા તેને માટે બાંધેલી ભવિષ્યની સર્વ આશાઓને અંતઃકરણમાં જ રાખી સ્વર્ગવાસી થયો તેને આજ લગભગ અઠ્ઠાવીશ વર્ષ પૂર્ણ થવા આવ્યાં છે. એ અઠ્ઠાવીશ વર્ષ દરમ્યાન આ દુનિયામાં અનેક ફેરફાર થઈ ગયા છે. ત્હારા બાલક પર પણ તે દરમ્યાનમાં સંસારિક અનેક વિડંબનાઓએ હુમલા કર્યા છે. હાલ તે ઈશ્વરકૃપાથી અને ત્હારા આશીર્વાદથી ઠરી ઠામ પડી સુખી જીંદગી ગુજારે છે. તેં તેને માટે નહિ ધારી શકાય એવી સ્થિતિમાં માત્ર વાત્સલ્ય-પ્રેમથી, સર્વ કોઈ હસી કાઢે એવી જે જે મહાન્ મહાન્ આશાઓ પૂર્ણ થવાનું ભવિષ્ય ભાખ્યું હતુ તે ત્હારાં પ્રેમાળ અને નિખાલસ વચનો છેવટે સત્ય ઠર્યાં છે, પરંતુ દિલગીરી માત્ર એટલી જ છે કે જે દેહથી તેં તેનું ભવિષ્ય ભાખ્યું હતું તે દેહથી તે સર્વ જોવા તુ અત્યારે આ દુનિયામાં રહી નથી, છતાં ત્હારા અમર આત્માને ત્હારા પુત્ર માટે તેં ભાખેલી ભવિષ્યવાણી ખરી પડી છે એમ જણાતાં પરમાનંદ પ્રાપ્ત થશે એમ માની "ત્હારા શુદ્ધ ચરિત્ર જેવા જ ચરિત્રની એક પતિવ્રતા સતીના ચરિત્રરૂપ પુષ્પાંજલિ" ત્હારો માતૃવિયોગી પુત્ર ત્હારા આત્માને શ્રીહરિ પરમાત્મા પરમશાન્તિ આપે એવી પ્રાર્થના સાથે સજળનેત્રે સમર્પણ કરી ત્હારી પાસે ઋણમુક્તિ મેળવવાની ઈચ્છા રાખે છે. વડોદરા. તા. ૧૦-મી અકટોમ્બર સન ૧૯૦૫. (છઠ્ઠી આવૃત્તિ.)

ત્હારો બાલવિયોગી પુત્ર.

મહાશંકર વિ. લલ્લુભાઈ ભટ્ટ. ઉર્ફે (મહેશ્વર શર્મા.)

ॐ तत्सत्

श्रीमन्नादिनारायण परात्पर परमात्माने नमः

# श्री.

# सावित्री चरित्र.

મદ્રદેશમાં અશ્વપતિ નામનો એક રાજા થઈ ગયો; તે મોટો સત્યવાદી, ઉદાર, ધર્મનિષ્ઠ, દક્ષ અને શૂરો હોવાથી લોકોને ઘણો પ્રિય હતો. તેને લાંબા કાળ સુધી કંઇ સંતતિ થઇ નહિ, તેથી તેણે સંતતિ પ્રાપ્ત થવા માટે સાવિત્રી મંત્રથી અઢાર વર્ષ સુધી દેવીની આરાધના કરી, એટલે સાવિત્રી દેવીએ પ્રસન્ન થઈ રાજાને કંઇ ઇચ્છિત વસ્તુ માગવાનું કહ્યું. રાજાએ પોતાના કૂલનો ઉદ્ધાર કરનાર અને કીર્તિમાન્ પુત્રો માગ્યા, પરંતુ સાવિત્રી દેવીએ તેને કહ્યું કેઃ—"પ્રથમ તો તને ત્હારા કૂલનો ઉદ્ધાર કરનારી તથા કીર્તિ પ્રકાશનારી એક કન્યા થશે, તેનાથી જ તુ સંતુષ્ટ થજે." અશ્વપતિ રાજાએ દેવીના આ વરદાનમાં સંતોષ માન્યો. થોડા દિવસ પછી અશ્વપતિ રાજાની રાણીને ગર્ભ રહ્યો અને દેવીના કહેવા પ્રમાણે તેને એક કન્યા પ્રાપ્ત થઇ. એ કન્યા સાવિત્રીદેવીના પ્રસાદથી થઇ માટે તેનુ નામ સાવિત્રી રાખ્યું. સાવિત્રી ઘણી રૂપવાન્ હતી, તે એટલી તો તેજસ્વી હતી કે તેના તેજ આગળ સર્વ અન્ય રાજપુત્રોનુ તેજ ફીકકું પડતું; તેના તેજથી અંજાઇને તે લગ્ન કરવાને યોગ્ય થઇ તો પણ તેની માગણી કરવાની કોઇએ હિમ્મત કરી નહિ. જે જે રાજપુત્રો સાવિત્રીને જોતા તે સર્વ તેનુ તેજ જોઇ લજ્જિત થઇ ક્ષોભ પામતા. આવા કારણને લીધે અશ્વપતિ રાજાને સાવિત્રીના લગ્ન માટે ઘણી ચિન્તા થઇ પડી; રાજાએ સાવિત્રીને કહ્યુંઃ—

"સાવિત્રી! તુ દિવસે દિવસે મોટી થતી જાય છે, ત્હારી ઉમ્મર લગ્ન કરવાને યોગ્ય થઇ છે, માટે હવે તું ત્હારા મનગમતો ગુણવાન. ૩૫-

વાન્, અને કીર્તિમાન્ પતિ પસંદ કર એટલે તેની સાથે ત્હારૂં લગ્ન કરી આપી હું ઋણમુક્ત થઉં.”

પિતાજીની ઇચ્છા જાણી સાવિત્રી તેની આજ્ઞાથી તેને પ્રણામ કરી પોતાની સાથે રાજ્યના વૃદ્ધ મંત્રી વગેરેને લઇ નીકળી, તે દેશમાં અનેક તીર્થોમાં અને રાજર્ષિના તપોવનમાં ફરીને સર્વ સ્થળની નિરીક્ષા કરી પોતાના પિતા પાસે પાછી આવી. તેણે આ દેશાટનમાં પોતાનો યોગ્ય પતિ શોધી કહાડયો હતો.

સાવિત્રી દેશાટનમાંથી પાછી આવી પોતાના પિતા પાસે પોતાના પ્રવાસની હકીકત જાહેર કરવા ગઇ. આ વખતે અશ્વપતિ રાજા નારદ ઋષિની સાથે વાત કરતા બેઠા હતા. ત્યાં સાવિત્રી આવી બંનેને પ્રણામ કરી તે નમ્રતાથી એક બાજુએ જઇ સભ્યતાથી નીચું મુખ રાખી ઉભી રહી

નારદે સાવિત્રીને જોઇ રાજાને કહ્યું:—

“રાજા ! આ ત્હારી કન્યા ક્યાં ગઇ હતી અને હાલમાં ક્યાંથી આવે છે? તું અદ્યાપી તેનુ લગ્ન કેમ કરતો નથી? અશ્વપતિએ કહ્યું— “ઋષિ મહારાજ ! એને મ્હેં મનગમતો પતિ પસંદ કરવા દેશાટને મોકલી હતી, અને હાલમાં તે તે પ્રવાસમાંથી પાછી આવી છે, હવે એ શું કહે છે તે આપ સાંભળો.”

એટલું કહી રાજાએ સાવિત્રીને પોતાના પ્રવાસની હકીકત કહેવાની આજ્ઞા કરી, સાવિત્રી પિતાની આજ્ઞાને માન આપી નમ્રતાથી બોલી:—

“શાલ્વ દેશનો રાજા દ્યુમત્સેન આંધળો થવાથી તેના ભાયાતોએ તેને રાજ્યમાંથી કાઢી મૂકયો, એટલે તેણે પોતાની સ્ત્રી તથા એક ન્હાના બાળકને લઇ વનમાં જઇ તપશ્ચર્યા કરવા માંડી. તેની સાથે જે ન્હાનો બાળક હતો તે હાલમાં મોટો થયો છે, તેનું નામ સત્યવાન્ છે અને તે રૂપવાન્ અને સર્વ રીતે ગુણવાન્ હોવાથી મ્હેં તેને મ્હારા પતિ તરીકે પસંદ કર્યો છે.”

સાવિત્રીની ઉપરની હકીકત સાંભળી રાજાએ નારદજીને પૂછયું કે:—

“એ રાજકુમાર તેજસ્વી, બુદ્ધિમાન, શાન્ત, શૂરવીર, ઉદાર અને વડીલો પ્રત્યે પૂજ્યભાવ રાખનારો છે કે?”

**નારદે** કહ્યું:—"સત્યવાન્ સૂર્ય સરખો તેજસ્વી, બૃહસ્પતિ સરખો બુદ્ધિવાન્, ઇંદ્ર સરખો સામર્થ્યવાન્ અને પૃથ્વી પ્રમાણે શાન્ત છે; વળી તે સત્ય ભાષણ કરનારો, ધર્મ પર નિષ્ઠા રાખનારો, ઉદાર, રૂપે સુંદર, સર્વના પર પ્રેમ રાખનારો, સરળ, વિનયશીલ અને સદાચરણી છે; પરંતુ તેના આ સર્વ સદ્ગુણો પર પાણી ફેરવે એવો એક મોટો દોષ તેના જીવનમાં છે; તે દોષ કોઇ પણ ઉપાયથી ટળે તેવો નથી. તે દોષ એ છે કે તેનું અલ્પ વયમાં મૃત્યું થવાનું છે—એટલે આજથી માત્ર એક વર્ષનું જ તેનું આયુષ બાકી છે; તે પછી તે મરણ પામનાર છે."

નારદજીનું આ કહેવું સાંભળી રાજા ભયભિત થયો; તેણે સાવિત્રી તરફ જોઇ કહ્યું:—"સાવિત્રી ! સાંભળ્યું કે ! નારદ મુનીએ તેનું એક વર્ષ પછી મરણ થવાનું છે એમ કહ્યું તે કદી અસત્ય ઠરશે નહિ. માટે તું કોઇ બીજો યોગ્ય પતિ શોધી કાઢ."

સાવિત્રીએ ઉત્તર આપ્યો:—"પિતાજી ! મનથી પસંદ કરી જેને એક વખત પતિ માન્યો તેજ પતિ થઇ ચૂક્યો, પછી તે ગમે તેવો હોય. પ્રથમ મનમાં નિશ્ચય થાય છે, પછી તે નિશ્ચય શબ્દથી બોલી બતાવાય છે, અને તે પછી જ તે નિશ્ચય પ્રમાણે શરીરથી કામ થાય છે, મતલબ કે શરીર એ મનની જ આજ્ઞા પાળે છે. માટે મ્હારા મને જે ઠરાવ્યું છે તેજ થવું જોઇએ. આ શરીરના સુખ માટે મનથી વરી ચૂકેલા પતીને છોડી અન્યથી લગ્ન કરી ધર્મભ્રષ્ટતા મ્હારાથી કદી થશે નહી. " આ સંસારમાં માણસના મરણ પછી તેના શરીરને છોડી દઇ સગાંવ્હાલાં વિમુખ થઇ ચાલ્યાં જાય છે—કોઇ તેની પાછળ જતું નથી; માત્ર ધર્મજ તેનો સંગ કરે છે.+ ધર્મ એજ પરમ પ્રાપ્તવ્ય વસ્તુ છે, માટે મ્હારો નિશ્ચય હું ફેરવી શકીશ નહી.

+ मृतं शरीरमुत्सृज्य काष्ट लोष्ट सम क्षितौ । विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ १ ॥

સાવિત્રીનો આવો દૃઢ નિશ્ચય જોઇ રાજાએ નારદજીનો અભિપ્રાય માગ્યો; નારદજીએ પણ સાવિત્રીના મતને મળતો જ મત દર્શાવ્યો. અશ્વપતિને સાવિત્રીના નિશ્ચય પ્રમાણે સત્યવાન્ સાથે જ તેનું લગ્ન કરવાની ફરજ પડી. લગ્નની તૈયારી કરી પોતાના મંત્રી, ઉપાધ્યાય તથા ઇતર આપ્ત મંડળી સાથે લઇ રાજા તપોવનમાં જ્યાં દ્યુમત્સેન તપ કરતો હતો ત્યાં ગયો. તેણે દ્યુમત્સેનને પોતાનો અભિપ્રાય જણાવી તેની ઇચ્છાથી સાવિત્રીનું લગ્ન સત્યવાન્ સાથે કર્યું. સાવિત્રી જેવી સુંદર, તેજસ્વી, ધર્મપરાયણ, પ્રેમાળ અને સદ્‌ગુણી પત્ની મળવાથી સત્યવાન્‌ને ઘણો આનંદ થયો, તેમ જ પોતાને ઇચ્છિતપતિ પ્રાપ્ત થવાથી સાવિત્રીને પણ પરમાનંદ થયો.

લગ્નવિધિ પૂર્ણ થયા પછી સાવિત્રીને તપોવનમાં મૂકી અશ્વપતિ રાજા પોતાના સર્વ માણસો સાથે પાછો સ્વદેશ ગયો. પિતાના ગયા પછી સાવિત્રીએ પોતાના અંગ પર ધારણ કરેલાં સર્વ કિમ્મતી વસ્ત્રાલંકાર કાઢી મૂકયાં અને તપસ્વી જનોના જેવો—સાસૂ સસરા અને પતિના જેવો સાદો પોશાખ રાખી તેમની સેવા કરવા લાગી. આ સેવા તેણે કેવળ મનથી જ કરવા માંડી, અને નમ્રતા, સહનશિલતા તથા મધુર ભાષણથી સર્વને પ્રસન્ન કરી લીધાં.

સાવિત્રી ઉપર પ્રમાણે પોતાનાં સાસૂ સસરા અને પતિની શ્રદ્ધાપૂર્વક સેવા કરતી તપોવનમાં ઘણા આનંદથી રહેતી હતી; માત્ર તેને દિલગીરી થતી તો તે એક જ વાતથી થતી હતી અને તે નારદ ઋષિએ કહેલું ભવિષ્ય હતું. જ્યારે જ્યારે નારદજીનું કહેલું યાદ આવતું ત્યારે ત્યારે હવે પોતાના પતિનું આયુષ ઘણું થોડું જ બાકી રહ્યું છે એમ જાણી તેને અતિશય દુઃખ થતું, પરંતુ તે તે પોતે જ જાણતી—બીજા કોઇને પોતાની દિલગીરી જણાવા દેતી નહિ. તેને નારદજીનું કહેલું હમેશાં યાદ રહેતું અને જેમ જેમ દિવસો જતા જાય તેમ તેમ પોતાના પતિના આયુષ્યના અમુક દિવસ બાકી રહ્યા છે એમ તે હમેશાં ધ્યાનમાં રાખતી હતી.

ઉપર પ્રમાણે કાળક્ષેપ કરતાં કરતાં હવે માત્ર ચોથે દિવસેજ પોતાના પતિનું મૃત્યુ થનાર છે એવું જ્યારે સાવિત્રીએ જાણ્યું ત્યારે તેણે ત્રણ

દિવસ સુધી અન્ન તથા ફળાહાર રહિત ઉપવાસ કર્યા; ચોથે દિવસે દેવ તથા બ્રાહ્મણની પૂજા કરી તેણે સર્વેનો આશીર્વાદ મેળવ્યો. બીજી તરફ એવું બન્યું કે બાળવાનાં લાકડાં આશ્રમમાંથી થઇ રહ્યાં તેથી તે લેવા સારૂ સત્યવાન્ ખભે કૂહાડો મૂકી અરણ્યમાં જવા નીકળ્યો; તે વખતે સાવિત્રી પણ તેની સાથે જવા તૈયાર થઇ અને સાસૂ સસરાની આજ્ઞા માગી; તેણે તેમની ઘણી પ્રીતિ મેળવી હતી તેથી તેની વિનંતિ માન્ય રાખી તેને તેના પતિ સાથે જવાની આજ્ઞા તેમણે ઘણી ખુશીથી આપી.

ઉપર પ્રમાણે વડીલોની આજ્ઞા મળ્યા પછી સાવિત્રી પોતાના પતિ સાથે અરણ્યમાં જવા નીકળી. પોતાના પર આજ મોટા સંકટનો પ્રસંગ આવનાર છે એમ જાણી તેને અત્યંત દુઃખ થતું હતું; તો પણ આવા દુર્ઘટ પ્રસંગે પતિની સાથે રહેવાનું મળ્યું તેથી સંતોષ માની તે પોતાનું દુઃખ વિસરી આનંદ પામવા યત્ન કરવા લાગી. અરણ્યમાં ચિત્રવિચિત્ર રંગના ફૂલોથી ઝૂકી રહેલાં વૃક્ષોથી, નિર્મળ પાણીથી ખળખળ વહેનારા પ્રવાહની અને મધુર સ્વરથી કલરવ કરતાં પક્ષીના મોજ જોતી જોતી તે સત્યવાનની પાછળ જતી હતી. અરણ્યની શોભા નિરખવામાં પોતાનું મન લાગે તથા પોતાના પતિનું મૃત્યું થવાનું છે એવી અશુભ વાતનો વિચાર દૂર થાય તે માટે તેણે પુષ્કળ યત્ન કર્યા પણ તે અશુભ વિચાર કેમે કર્યો તેના મનમાંથી દૂર થયો નહિ.

વનમાં ગયા પછી સત્યવાને પ્રથમ વનફળો ભેગાં કરી એક ટોપલો ભર્યો અને તે પછી લાકડાં કાપવા લાગ્યો. લાકડાં કાપતાં તેને વધારે પરીશ્રમ લાગતો જણાયો; તેને શરીરે પસેવો છૂટયો તથા શ્રમથી તેનું માથું એકદમ દુઃખવા લાગ્યું; તેથી તે કૂહાડો જમીન પર નાખીને ત્યાં જ નીચે બેસી ગયો. થોડા વખત પછી પોતાનામાં બેસવાની પણ શક્તિ રહી નથી એવું તેણે સાવિત્રીને જણાવ્યું; એટલે તેના પેટમાં ફાળ પડી। તો પણ તેણે ધૈર્ય છોડ્યું નહિ. તે પતિની પાસે ગઇ અને તેનું માથું પોતાના ખોળામાં લઇ સાડીના છેડાથી તેને પવન ઢોળતી ઇશ્વરસ્મરણ કરતી બેઠી. પોતાના પતિનો આ અંતકાળ છે એમ તેણે જાણ્યું; તે પતિના મુખ

સામે જોવા લાગી. નારદજીનું કહેવું સત્ય થવાનો પ્રસંગ આવેલો જોઇ દિલગીરીમાં ડૂબી ગઇ; સત્યવાનને નિદ્રા આવી. સત્યવાનનાં નેત્ર મીચાયાને થોડો કાળ થયો નથી એટલામાં ત્યાં કોઇ તેજસ્વી પુરૂષ પાડા પર સ્વારી કરીને સામો આવી ઉભો રહ્યો; તેના હાથમાં પાશ—દોરી હતી–તે પુરૂષને જોતાંજ સાવિત્રીની ખાત્રી થઇ કે તે યમધર્મ છે તેથી તેણે પોતાના ખોળામાંથી પોતાના પતિનું માથું ધીમે રહી જમીનપર મૂક્યું અને તે ઉભી થઇ બે હાથ જોડી દુઃખના શ્વાસોશ્વાસ ખેંચતી તથા થર થર ધ્રૂજતી તે તેજસ્વી પુરૂષ પ્રત્યે બોલી:—"

"મહારાજ ! હું આપને દેવ માનું છું અને આપની આકૃતિ પણ દેવતૂલ્ય તેજસ્વી છે માટે આપને પ્રણામ કરી પૂછું છું કે આપ કોણ છો અને અહીં આપનું પધારવું કેમ થયુ છે તે કૃપા કરી જણાવશો.?"

સાવિત્રીનું આ મૃદુ—નમ્ર ભાષણ સાંભળી યમધર્મે પ્રસન્ન થઈ કહ્યું:–

"સાવિત્રી ! તું મોટી પતિવ્રતા છે માટેજ તું મનુષ્ય જાત છતાં હું ત્હારી સાથે ભાષણ કરૂં છું. હું પ્રત્યક્ષ યમધર્મ છુ. આ તારા પતિનુ આયુષ પૂર્ણ થયું છે. હું આ પાશ લઇ તેને લઇ જવા માટે આવ્યો છું.

સાવિત્રીએ પૂછ્યું:—" હે ભગવાન્ મનુષ્યના આત્માને લેવા તો આપના દૂત આવે છે છતાં આ પ્રસંગે આપે પધારવાની તસ્દી કેમ લીધી છે ?"

યમધર્મે કહ્યું:—" જે કોઇ ધર્માત્મા—ધાર્મિક તથા સદાચરણી મનુષ્ય હોય છે તેના આત્માને લેવા માટે હું પોતે આવું છું, મારા દૂતો તો માત્ર અધર્માચરણે ચાલનારને જ લેવા આવે છે."

ઉપર પ્રમાણે કહી યમધર્મે સત્યવાનના પ્રાણ ખેંચી લઇ દક્ષિણ દિશાનો માર્ગ પકડ્યો. પોતાના પતિનો પ્રાણ યમધર્મ લઈ જાય છે એમ જાણી સાવિત્રી મોટી પતિવ્રતા અને સાધ્વી હોવાથી તેની પાછળ પાછળ ગઇ. સાવિત્રી પોતાની પાછળ પાછળ આવે છે એમ જાણી યમધર્મે કહ્યું કે:—

"સાવિત્રી ! મ્હારી પાછળ પાછળ નકામી શા માટે આવે છે ? તુ ઘણે દૂર સુધી આવી છું માટે હવે પાછી જા; ત્હારા પતિના ઋણમાંથી તુ

હવે મુકત થઈ છું. ત્હારો પતિ સાથેનો સંબંધ હવે પૂર્ણ થયો છે માટે પાછી ફર.

સાવિત્રીએ યમધર્મનું ઉપર પ્રમાણે ભાષણ સાંભળી કહ્યું કે—

“ જ્યાં પતિ જાય ત્યાં પત્નીએ જવું જોઇએ, સ્ત્રીનો એ ધર્મ છે. મ્હેં અદ્યાપિ સૂધી કરેલી સાસૂ સસરા, માતા પિતા, પતિ તથા પરમેશ્વરની સેવા, ઇશ્વરનું નિયમિત સ્મરણ, તથા મ્હારા પતિપરનો મારો પ્રેમ એ સર્વે આપ લક્ષમાં લો. સાત પગલાં સાથે ચાલનારની સાથે ઓળખાણ થાય છે એમ ડાહ્યા માણસોનું કહેવું છે અને સંસાર વ્યવહારમાં તે પ્રમાણે વર્તન થાય છે, હું પણ આપની પાછળ પાછળ અહીં સૂધી આવી છું, આપ દેવ છો, તેથી આપણા બંનેના વચ્ચે થયેલા ઓળખાણ—મિત્રતાના સંબંધથી હુ આપને જે કહુ તે આપે સાંભળવું જોઇએ. ધર્માચરણ એ મુક્તિનું મુખ્ય સાધન છે એમ લોકો કહે છે.........................”

તે આગળ કંઇ બોલવા જતી હતી પણ યમધર્મે તેને બોલતી અટકાવી કહ્યું કે:—

“સાવિત્રી! તુ પાછી જા, તુ ઘણું સારૂં ભાષણ કરનારી છે તેની મને ખાત્રી થઇ; જોઇએ તો એકાદ વરદાન માગી લે, હવે પાછી જા; ત્હારા પતિના પ્રાણ શિવાય તુ જે માગીશ તે તને હું આપીશ.”

સાવિત્રી:—“ મહારાજ! આપે મારા ઉપર મોટી કૃપા કરી છે, આપ વરદાન આપવા તૈયાર થયા છો તો હું એટલું જ માગું છું કે, મ્હારા અંધ સસરાના નેત્ર ઉઘડે અને તે પ્રથમની પેઠે દેખતા અને શક્તિવાન્ થાય.”

યમધર્મે “ તથાસ્તુ!–તે પ્રમાણે થાઓ! ” એમ કહી આગળ ચાલવા માંડ્યું.

સાવિત્રી પણ તેની પાછળ પાછળ જ ચાલતી હતી. યમધર્મે થોડે દૂર ગયા પછી જોયું તો તેને પોતાની પાછળ પાછળ આવતી જોઇ; તેથી તેમણે તેને કહ્યું કે:—

“સાવિત્રી! હવે શા માટે વિના કારણ મ્હારી પાછળ પાછળ આવે છે! ચાલવાથી તુ છેક થાકી ગઇ છું માટે હવે તુ પાછી જા એટલે તને

વધારે શ્રમ પડશે નહિ."

સાવિત્રી—"મહારાજ! પતિની સાથે ચાલનારી સ્ત્રીઓને ચાલવાનો શ્રમ લાગતો નથી. જ્યાં મારા પતિનો પ્રાણ જાય ત્યાં જ જવાનો મેં નિશ્ચય કર્યો છે, તેમાં વળી માર્ગમાં આપના જેવા સજ્જન-દેવ લોકનો સમાગમ થયો એટલે પછી શ્રમની વાત જ કયાં રહી?" તેનું આવું ભાષણ સાંભળી યમધર્મ તેના પર ઘણા પ્રસન્ન થયા અને બોલ્યા કે:—

"સાવિત્રી! તુ ખરેખરી પતિવ્રતા અને સાધ્વી સ્ત્રી છે; તેવીજ રીતે મધુર, મૃદુ અને ચતુરાઇ ભરેલું બોલનારી પણ છે. મારા મનને આનંદ આપનારૂં ત્હારૂં ભાષણ સાંભળી હું ત્હારાપર ઘણો પ્રસન્ન થયો છું માટે જોઇએ તો એકાદ બીજો વર માગ અને હવે પાછી વળ; ત્હારા પતિના પ્રાણ વિના બીજું જે માગીશ તે આપીશ." યમધર્મનું આ કહેવું સાંભળી તેણે પોતાના સસરાનું રાજ્ય બીજાએ લઇ લીધું છે તે પાછું મળે એવું વરદાન મળવા વિનંતિ કરી.

યમધર્મે "તથાસ્તુ!" કહી આગળ ચાલવા માંડયું.

સાવિત્રી પણ તેમની પાછળ પાછળ જ ચાલી; આ જોઇ તેને પાછા ફરવાનું યમધર્મે કહ્યું; પણ તેણે પ્રથમની પેઠે જ મધુર તથા ચતુરાઇ ભર્યું ભાષણ કરી યમધર્મને ખુશી કર્યો; અને "પોતાના પિતાને સો પુત્ર થાય." એવું ત્રીજું વરદાન મેળવી લીધું. આટલું થવા છતાં પણ તેણે યમધર્મનો કેડો છોડયો નહિ; તે તેમની પાછળને પાછળ ચાલતી જ હતી; તેને યમધર્મે પુનઃ પાછા જવાનો આગ્રહ કર્યો, પણ તેણે સયુક્તિક, મધુર સ્તુતિરૂપ ભાષણ કરી યમધર્મનું ચિત્ત એટલું તો ચોરી લીધું હતું કે તેમણે તેનાપર પ્રસન્ન થઇ એક ચોથું વરદાન આપવાનું કહ્યું: ચોથો વર તેણે એવો માગ્યો કે:—

"માતા તથા પિતા એમ ઉભય—બંને કુળનો ઉદ્ધાર કરનાર, પરાક્રમી, શૂરા, આયુષ્યવાન્ અને કીર્તિવાન્ એવા સો પુત્રો મને સત્યવાનથી પ્રાપ્ત થાય."

સાવિત્રીએ આ વર માગવામાં મોટી ખૂબી વાપરી હતી. તે જાણ-

તી હતી કેઃ–"યમધર્મ પોતાનાપર ઘણા જ પ્રસન્ન થયા છે, અને તેથી હું જે માગીશ તે આપશે માટે સત્યવાનનો પ્રાણ પાછો મેળવવાનું યુક્તિપૂર્વક માગી લેવું." ઉપરનું વરદાન માગવામાં તેણે જે યુક્તિ વાપરી હતી તે એ હતી કે, તે એક વખત 'તથાસ્તુ!' કહેશે એટલે સત્યવાનનો પ્રાણ પાછો આપવો પડશે. યમધર્મ તેના પરની પ્રસન્નતાથી ઉતાવળને લીધે તથા પતિવ્રતાના પ્રભાવને લીધે એ યુક્તિ ભરેલું વાક્ય સમજી શક્યા નહિ. તેમણે "તથાસ્તુ!" કહી તેને પાછા જવાનું સૂચવી આગળ ચાલવા માંડયું; એટલે સાવિત્રીએ તેમને પેચમાં લીધા. તે તેમની આગળ ફરી વળી તેમનો માર્ગ રોકી ઉભી રહી અને બોલી કેઃ—

"મહારાજ! સજ્જનો હમેશાં ધર્માચરણે ચાલે છે, તે કદી પોતાનું આપેલું વચન જવા દેતા નથી, કેમકે તેમ કરવાથી અધર્માચરણ થાય છે, સજ્જનોની સોબતથી સારૂં ફળ મળ્યા વગર રહેતું જ નથી. સત્પુરૂષની મિત્રતા કદિ ફોકટ જતી નથી. આપે હમણાં જે છેલ્લું વરદાન આપ્યું છે તે કદી નિષ્ફળ જશે નહિ એવી મ્હારી ખાત્રી છે, માટે આપેલું વચન ખરૂં કરો અને તે પછી આપ આગળ પધારો. આપનું વચન પાળવા આપે મારા પતિના પ્રાણ પાછા આપવા જોઇએ, કેમકે તેમની હયાતી વગર મને સો પુત્રો કેવી રીતે થશે."

સાવિત્રીની યુક્તિ હવે યમધર્મના સમજવામાં આવી; પણ તે "તથાસ્તુ!" કહી બંધનમાં આવ્યા હતા એટલે તેમને સત્યતાની ખાતર સત્યવાનનો પ્રાણ પાછો આપ્યા શિવાય છૂટકો નહોતો–તેમને હવે બીજો માર્ગ જ રહ્યો નહોતો. તે સાવિત્રીની આવી ચતુરાઇ જોઇ ઘણા સતુષ્ટ થઇ સત્યવાનનો પ્રાણ પાછો આપી–તેને સજીવન કરી, જેવા આવ્યા હતા તેવા જ ખાલી હાથે પાછા ગયા. સાવિત્રી તેમને પ્રણામ કરી પાછી વળી અને જ્યાં પોતાના પતિનું શરીર પડયું હતું ત્યાં આવી; તેણે પોતાના પતિનું માથું પોતાના ખોળામાં લીધું. તેના શરીરમાં શ્વાસોશ્વાસ ચાલતો જણાયો અને થોડા કાળમાં સાવિત્રીની સાડીના ઠંડા પવનથી સત્યવાન્ જાગૃત થઇ

આળસ મરડી બેઠો થયો ! તેણે બનેલી હકીકતથી પ્રસન્ન થઇ સાવિત્રીને પ્રેમાલિંગન દીધું તથા તેનો પોતાના પરનો પ્રેમ, વડીલો પ્રત્યેની ભક્તિ, તેનું અત્યંત શુદ્ધ–પવિત્ર આચરણ, તેની વાક્ચાતુરી અને મધુર ભાષણ કરવાની કુશળતા વગેરે સદ્‌ગુણો માટે તેની ઘણી પ્રશંસા–વખાણ કર્યાં. પછી પેલાં ફળ તથા લાકડાંના ભારો લઇ તે બંને ઘણા આનંદપૂર્વક પોતાના આશ્રમે જવા નીકળ્યાં.



બીજી તરફ આશ્રમમાં એવું બન્યું કે સાવિત્રીએ મેળવેલી યમધર્મની કૃપાપ્રસાદીથી દ્યુમત્સેનનાં નેત્ર પૂર્વવત્ થઇ ગયાં ! આ ચમત્કાર જોઇ તેને અચંબો લાગ્યો. પોતાની દ્રષ્ટીનું ગયેલું તેજ પુનઃ મળવાથી દ્યુમત્સેનના આનંદનો પાર રહ્યો નહિ.

સત્યવાન્ હમેશની પેઠે આજ જલદીથી પાછો ન આવ્યો અને ધારવા કરતાં પણ ઘણો વધારે વખત થઇ ગયો તેથી તેનાં માતા પિતાને ચિન્તા થવા લાગી; તેમાં આજ તો વળી સાવિત્રીને પણ સાથે મોકલી હતી તેથી તો સત્યવાન્‌ને સ્ત્રી સાથે હોવાથી અરણ્યમાં કંઇ અનિવાર્ય સંકટ આવી પડયું હોવું જોઇએ એવા વિવિધ તર્ક તેમને થયા દ્યુમત્સેનને પુત્ર વિયોગથી કંઇ ચેન પડયું નહિ તેથી તે સત્યવાન્ તથા સાવિત્રીનો શોધ કરવા અરણ્યમાં ગયો–રસ્તામાં કંઇ આજુ બાજુથી ખડખડાટ સંભળાતો કે તરત તે તરફ "પોતાનો પુત્ર આવે છે કે શું ?" એમ ધારી તે આતુરતાથી જોતો ! એ પ્રમાણે આખું અરણ્ય શોધી શોધીને દ્યુમત્સેન થાકી ગયો છતાં પુત્ર તથા પુત્રવધુનો પત્તો લાગ્યો નહિ તેથી નિરાશ થઇ પાછો આશ્રમમાં આવી શોક કરતો બેઠો. આ વખતે સત્યવાનની માતા પણ પુત્ર તથા પુત્રવધુના ગુમ થવાથી અત્યંત આક્રંદ કરવા લાગી. આખું તપોવન તેમના આક્રંદથી શોકમય બની ગયું. તપોવનમાં તપ કર્તા ઋષિમહર્ષિઓએ દ્યુમત્સેનના આશ્રમમાં આવી તે પતિ પત્નીને અનેક રીતે સમજાવી તેમના મનનું સાન્તવન કર્યું. એટલામાં સાવિત્રીને માથે જલઝળાદિનો ટોપલો અને સાથ

વાન્‌ના માથાપર લાકડાંનો ભારો તથા ખભે કુહાડો મૂકેલો છે એવી સ્થિતિમાં તે બંને આશ્રમમાં આવી પહોચ્યા. તેમને જોઇ દ્યુમત્સેન તથા તેની સ્ત્રીને આનંદ થયો. અરણ્યમાં આટલો બધો કાળ વ્યતિત થવાનું તેમને કારણ પૂછ્યું. સત્યવાને તેના જવાબમાં ત્યાં ભરાએલા સર્વ ઋષિ મહર્ષિઓની વચ્ચે અરણ્યમાં બનેલી સર્વ હકિકત અથેતિ કહી સંભળાવી. પોતાના પુત્રનું મૃત્યુ અટક્યું તથા પોતાનાં નેત્ર પુનઃ ઉઘડ્યાં તે માત્ર પોતાની પુત્રવધુના પ્રતાપથી જ બન્યું છે એમ જાણી સત્યવાન્‌નાં માતા-પિતાને જે આનંદ થયો તે અત્રે દર્શાવી શકવાને અમારી કલમ શક્તિ ધરાવતી નથી. એ આનંદ તે પરમાનંદ જ હતો. આનંદના આવેશમાં તેમનાં નેત્રમાંથી આનંદાશ્રુ ટપકવા લાગ્યાં. સાસૂ સસરાએ તથા બાજા ઋષિમંડળે સાવિત્રીની ઘણી પ્રશંસા કરી અને—

"તું મ્હાન્ પતિવ્રતા, પુણ્યશીલ તથા કુલીનછું, તને ધન્ય છે, તું હવે ત્હારા પતિ સાથે રહી અખંડ સુખ ભોગવ તથા પુત્ર પૌત્રોનું સુખ જોઇ આ સંસારસાગર તરી પરમ ધામને પહોંચી તારા પતિ સાથે અખંડાનંદમાં મગ્ન થઈ જીવનમુકિતને મેળવ." એવા અનેક આશીર્વાદ તેને સર્વ ઋષિમંડળે આપ્યા.

આશ્રમમાં ઉપર પ્રમાણે પરમાનંદ વર્તાઇ રહ્યો છે તે વખતે દ્યુમત્સેનનો માજી પ્રધાન રાજાના શત્રુઓનો નાશ થવાથી રાજ્યમાં આવી રાજ્યાસને બેસી રાજ્ય સંભાળવાની પ્રજા તરફની વિનંતિ લઇ ત્યાં આવ્યો. પ્રધાને રાજાનું અંધત્વ ગએલું જોયું એટલે તેને પરમાનંદ થયો. દ્યુમત્સેન પોતાની સ્ત્રી, પુત્ર તથા પુત્રવધુ—સાવિત્રીને લઇ પોતાની રાજધાનીમાં જઈ સિંહાસનારૂઢ થઇ રાજ્ય સંભાળવા લાગ્યો. કેટલાક વખત પછી સત્યવાન્‌ને ગાદી પર બેસાડી સર્વ રાજ્યભાર તેને માથે નાખી પોતે નિવૃત્ત થયો. યમધર્મે આપેલા છેલ્લા વરદાન પ્રમાણે સાવત્રીને રૂપવાન, ગુણવાન્, કિર્તિવાન, આયુષ્યવાન્ અને પરાક્રમી એવા સો પુત્ર થયા અને તે સુખાનંદ ભોગવવા લાગી.

સાવિત્રીના પિતા મદ્ર દેશના રાજા અશ્વપતિને પણ સાવિત્રીએ મેળવેલા વરદાનથી એક સો પરાક્રમી પુત્ર થયા.

એ પ્રમાણે સાવિત્રીએ પોતાનાં માતપિતા, સાસુસસરા તથા પતિ એ પ્રમાણે એ સર્વને સંકટમાંથી મુક્ત કરી મહાન્ પતિવ્રતાની મોટી કીર્તિ પ્રાપ્ત કરી અને પોતાના સ્વર્ગવાસ પછી પોતાનું પ્રાતઃસ્મરણિય નામ અમર કર્યું, કે જે નામનુ આજે પણ આપણે આ ચરિત્રરૂપે યશોગાન ગાઈએ છીએ.

# સાવિત્રીના ચરિત્રમાંથી શં શીખવું?

સાવિત્રિના ચરિત્રમાંથી બાળાઓ અને સ્ત્રીઓએ સાસરામા કેવી રીતે વર્તવું તથા ખરો સ્ત્રીધર્મ કેવી રીતે પાળવો તે શીખવાનું છે. સાસરાનાં વડીલ માણસોની સેવા કરી તેમની આજ્ઞામાં રહેવું, કંઈ કામ કરવું હોય કિંવા ઘર છોડીને કંઈ જવું હોય તો તેમની આજ્ઞા મેળવીને તેમ કરવું. તેમની સાથે નમ્રતા અને મર્યાદાવાળી વર્તણુંક રાખવી, તેમને જેથી આનંદ થાય તથા તેમનું અંતઃકરણ પ્રસન્ન રહે તે કરવું, તેમનું મન કદી દુઃખવવું નહિ; તેવી જ રીતે પોતાના પતિનું સુખદુઃખ તેજ પોતાનું સુખદુઃખ છે એમ માની ધૈર્ય ધરી દુઃખનો પ્રસંગ આવે તો તે યુક્તિથી દૂર કરવા પ્રયત્ન કરવો. પોતાના માબાપને ત્યાં ગમે તેટલી સાહેબી હોય તો પણ સાસરાની સ્થિતિ જોઈ તે પ્રમાણે ચાલવું, પોતાનો પતિ લૂલો, લંગડો, ગરીબ કે કદરૂપો હોય તો પણ એક વખત પાણીગ્રહણ થયા પછી તેના દુષણ તરફ ન જોતાં તેનાપર અનન્ય પ્રેમ રાખી તેને પરમેશ્વરતુલ્ય ગણવો; સાસુ સસરાની સેવા ચાકરી કરવી અને તેમનો આશીર્વાદ મેળવવો. આ જગતમાં મધુર અને નમ્ર ભાષણથી અતિ નિષ્ઠુર અંતઃકરણનાં માણસોને પણ વશ કરી શકાય એ વાત ધ્યાનમાં રાખવી. કોઈ પણ શુભ કામ કરવાનો નિશ્ચય કર્યો એટલે તેની પાછળ ખંતથી મંડ્યા રહેવું અને તે પૂર્ણ થતા સુધી

એક સરખો ઉપયોગ કર્યા કરવો. બીજા પાસેથી પોતાનું કામ સુધારી લેવાનું હોય તો તે યુક્તિથી મીઠું બોલી પ્રમાણીકતાથી સુધારી લેવું. પોતાનો ધર્મ શો છે ? પોતાનું કર્તવ્યકર્મ શું છે ? તે જાણીને પ્રત્યેક વખતે તે પ્રમાણે ચાલવું, ધર્મવિરૂદ્ધ આચરણ પોતાના તરફથી થવા દેવું નહિ. પોને સાસરે હોઇએ તો પણ પોતાના પર હમેશાં પ્યાર રાખતાં પિયરના માણસોને તથા માતપિતાને વિસારી દેવાં નહિ પણ વખત આવે પોતાથી બને તેટલું તેમનું ભલું કરવું. પતિવ્રત ધર્મ પાળી પામર વાસનાઓથી દૂર રહેવું.

ઉપર પ્રમાણે જે બાળાઓ કરે છે તેને સર્વ કોઇ મારી કહે છે, સાસૂ સસરા અને વડીલોની પ્રીતિ તે મેળવે છે, પતિનો તેનાપર અખંડ પ્રેમ રહે છે, તેનાં માતપિતાને ધન્યવાદ મળે છે, તથા ઇશ્વર તેનાપર સંતુષ્ટ થઇ તેનાં અનેક દુઃખો દૂર કરી હમેશાં સુખ, સંપતિ અને સૌભાગ્ય બક્ષે છે. એવી સ્ત્રીઓનો સંસાર સુખમાં ચાલે છે અને ગરીબાઇમાં પણ તેમને એટલું સુખ લાગે છે કે તેવું સુખ ઉપરના આચરણરહિત સુખમાં ડૂબી ગયેલી સ્ત્રીઓને કદી સ્વપ્ને પણ મળતું નથી.

બાળાઓ ! તમારૂં લગ્ન થયા પછી સાસરે જાઓ ત્યારે સાવિત્રીની પેઠે સદ્વર્તનથી ચાલી તમારો સંસાર સુખી કરી લેશો એટલે આ સાવિત્રી ચરિત્ર લખવાની અમારી મહેનત અમે સફળ થએલી માનીશું; તમે તે પ્રમાણે ચાલશો એટલે આ સાવિત્રી ચરિત્ર તમારા અંતઃકરણમાં સજ્જડ ઠસ્યુ છે એમ મનાશે. ઇશ્વર તમને સાવિત્રીની પેઠે શુદ્ધ પતિવ્રતા થવાની સદ્બુદ્ધિ આપી સદા સુખી રાખે એવી તે જગતનિયંતા સર્વેશ્વર પ્રભુને અમારી પ્રાર્થના છે. અસ્તુ !

ૐ तत्सत् श्रीमन्नादिनारायणार्पण मस्तु.



# સ્ત્રીઓ પ્રત્યે બોધવચન.

(૧) લગ્ન થતા પહેલાં જે પ્રમાણે તમે તમારાં માતા પિત આજ્ઞા પાળતાં હતાં તે પ્રમાણે લગ્ન થયા પછી તમારાં સાસુ ર રાની આજ્ઞા પાળજો.

(૨) પતિ એજ સ્ત્રીનું સર્વસ્વ છે માટે તેની સાથે નમ્રતા, સભ્યતા અને પ્રમાણિકપણાથી વર્તજો.

(૩) સ્ત્રીએ કોઇપણ પ્રકારનો મત્સર અથવા ગર્વ રાખવો નહિ કેમકે જેનામાં એ દુર્ગુણ હોય છે તેનાપર તેના પતિનું હેત રહેતું નથી.

(૪) પતિને હાથે કંઇ ભૂલ થાય છતાં તેને હલકાં વચન કહેશો નહિ તથા તેનાપર ગુસ્સો કરશો નહિ પરંતુ શાન્ત થએ નમ્રતાથી તેની ભૂલ બતાવજો.

(૫) બોલતા પહેલાં વિચાર કરજો; ગમે તેવો લવારો કરશો નહિ. પાડોશી સાથે વિરોધ રાખશો નહિ. કદિ મુખમાંથી હલકી ભાષા કહાડશો નહિ.

(૬) વહેલાં ઉઠજો. મોડાં સુજો. કેફી વસ્તુ કે વ્યસનથી દૂર રહેજો. મિતાહારી થજો.

(૭) ઘરનો વ્યવહાર કરકસરથી વ્યવસ્થિત રાખજો.

(૮) ભળતા માણસની સલાહે કદિ ચાલશો નહિ.

(૯) તરૂણ પુરૂષથી દૂર રહેજો. મર્યાદાથી વર્તજો. જૂઠું કદિ બોલશો નહિ. સત્યનો સદા જય છે.

(૧૦) ભભકાદારનહિ પરંતુ સાદો અને સ્વચ્છ પોશાખ પહેરજો.

(૧૧) પિતાની શ્રીમંતાઇનું અભિમાન સાસરે જઇ કરશો નહિ અને તે વિષે ફૂલાઇ જઇ પતિને કંઇ કહેશો નહિ.

(૧૨) પતિવ્રત ધારણ કરજો. શિયળ સદા સાચવજો.

ભટ્ટ. માહેશ્વર શર્મ્મા.